શિશુ સાહિત્યમાળા પુષ્પ ૨૫ મું

# વિઠ્ઠલેશ્વર

લેખક :
વજુભાઈ દવે

પ્રકાશક
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ

કિંમત ૦–૨–૬

## અર્પણ

જીવનના પ્રભાતમાં જેમણે મને સર્વ અનુકૂળતા આપી તે–
હળવદની અંગ્રેજી શાળાના તે વખતના હેડમાસ્તર

**મુરબ્બી શ્રી. જે. બી. દવેને**

તા. ૨૧–૭–૩૯ **વજુભાઇ દવે**

આવૃત્તિ પહેલી. .·. સને ૧૯૩૯

# શિશુ સાહિત્યમાળા


સંપાદક

વજુભાઇ દવે

એલિસબ્રિજ : અમદાવાદ.



મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ

સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

# વિઠ્ઠલેશ્વર

કાઠિયાવાડના ધ્રાંગધ્રા રાજ્યમાં હળવદની અંગ્રેજી શાળામાં વિઠ્ઠલેશ્વર પટાવાળાની નોકરી કરતા. વિઠ્ઠલેશ્વર શાળા સાફ કરે, ઑફિસના બારણે મેજ પર બેસે, ટપાલ લાવે અને નાખી આવે, અને છોકરાંઓને પાણી પણ પાય.

શાળાના બધા વિદ્યાર્થીઓનું વિઠ્ઠલેશ્વર પર અપાર હેત હતું, હેડમાસ્તરના વિઠ્ઠલેશ્વર પર ચાર હાથ, અને શિક્ષકોના તો વિઠ્ઠલેશ્વર માનીતા–વડીલ હતા.

આમ તો વિઠ્ઠલેશ્વર પટાવાળા માત્ર હતા, પણ એવો એમનામાં વિનય હતો, એવી એમની રીતભાત હતી કે ભલભલા પર પણ એમની સુંદર

છાપ પડયા વગર રહેતી નહિ. એમની કેટલીક ખાસિયતોને લીધે તો શાળામાં એમનો મોભો પણ હતો—શિક્ષકોના જેવો જ, કાંઇક વધારે—ઓછો તો નહિ જ. તેમના પરિચયમાં આવનાર ભાગ્યેજ એમને ભૂલી શકે એવા વિઠ્ઠલેશ્વર હતા.

આ હાઇસ્કુલમાં હું શિક્ષક તરીકે નવો—નવો દાખલ થયેલો.

એક દિવસ મેં વિઠ્ઠલેશ્વરને બોલાવ્યા અને પૂછ્યું.

“વિઠ્ઠલેશ્વર ! તમારે બાળક કેટલાં ? ” પણ વિઠ્ઠલેશ્વર તરફથી જવાબ ન મળ્યો. ફરીને મેં એ જ પ્રશ્ન પૂછ્યો—એક વાર બે વાર—ફેરવી ફેરવીને ત્રણ ચાર વખત એનો એ પ્રશ્ન મેં પૂછ્યા કર્યો પણ વિઠ્ઠલેશ્વર શાના બોલે ! જાણે મ્હોંમાં જીભજ ન હોય તેમ એ સાવ નિરૂત્તરજ રહ્યા.

મને થયું, “આવો તે પટાવાળો હોય ! શિક્ષક પૂછે એનો જવાબે ય ન દે તે કેમ ચાલે !” મને મારૂં અપમાન પણ થતું લાગેલું અને મેં મનમાં ગાંઠ વાળી કે ‘જૂનો થયેલો આ પટાવાળો પેંધી

ગયેલો લાગે છે અને તેથી નવા–નવાને દાદ દેતો નથી.'

હું પૂછું, એ જવાબ ન દે તેવા અનુભવ મને ઘણીવાર થયા : પણ મેં ય જીદ લીધી. મારે એની પાસેથી જવાબ લેવો જ હતો તેથી ધીરજ ન ગુમાવતાં રોજ વિઠ્ઠલેશ્વરને કાંઈ ને કાંઈ હું પૂછું જ. એમાં એક દિવસ એમનું મૌન તૂટ્યું. મારા પ્રશ્નનો જવાબ દેવાને બદલે તેમણે મને સામો પ્રશ્ન કરતા હોય તેમ પૂછ્યું, "શાળા મારફત ?"

હું કાંઈ સમજ્યો નહિ. 'શાળા મારફત' એટલે વળી શું ? એનો વિચાર હું કરૂં છું ત્યાં તો ફરીને વિઠ્ઠલેશ્વરે એનો એજ પ્રશ્ન પૂછ્યો "શાળા મારફત ?"

મેં કહ્યું, "પણ શાળા મારફત એટલે શું ? હું તમને જે પ્રશ્ન પૂછું છું એનો જવાબ દેવાને બદલે તમે શાળા મારફત ? એવો પ્રશ્ન સામો કરો છો એમાં મારે શું સમજવું ?"

વિઠ્ઠલેશ્વરે જવાબ દીધો, "જુઓ, સાહેબ !

અત્યારે હું શાળાની નોકરી ઉપર છું. આપણી બધી વાતચીત શાળા અંગે જ હોવી જોઈએ. તમારે જો શાળાને લગતી વાતો કરવી હોય તો કરો. બાકી જ્યારે હું નોકરી પર હોઉં ત્યારે મારી સાથે બીજી વાતચીત નહિ થાય. આ તો તમે નવા છો એટલે આટલી વાત ખુલાસા રૂપે જણાવી દીધી. હવેથી હું જ્યારે 'શાળા મારફત' પૂછું ત્યારે તેનો અર્થ તમે આવો સમજજો."

વિઠ્ઠલેશ્વરનું આ ભાષણ સાંભળીને હું તો ઠરી જ ગયો. મને વિઠ્ઠલેશ્વર વેદિયા લાગ્યા. પણ મેં તેમનું ભાષણ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને મારો જૂનો પ્રશ્ન પૂછ્યો, "હેં! વિઠ્ઠલેશ્વર, તમારે બાળકો કેટલાં ?"

વિઠ્ઠલેશ્વર પણ કાંઈ ખાધા જાય તેવા ન હતા. તેમણે પણ તેમનો જૂનો પ્રશ્ન પૂછ્યો, 'શાળા મારફત ?'

મેં કહ્યું, 'અરે ભલા માણસ ! હું તો તમારે છોકરાં કેટલાં એ પૂછું છું અને એ તમે જાણો છો. ધારો કે હું કહું કે 'હા, શાળા મારફત' તો શું મારી વાત શાળાને લગતી બની જાય ખરી?"

વિઠ્ઠલેશ્વરે જવાબ દીધો "હું તો રહ્યો પટા-વાળો. તમે છો શિક્ષક: મારા કરતાં તમારો હોદ્દો મોટો. તમે ખુરશી પર બેસનારા, તમારે છોકરાને ભણાવવાનું; મારૂં કામ શાળા સાફ કરવાનું અને છોકરાને પાણી પાવાનું : તમે જવાબદાર માણસ છો, હું પટાવાળો છું. તમે જે વાતને 'શાળા માર-ફ્તે'ની વાત ગણાવો તે સામે મારે વિચાર પણ કરવાનો ન હોય."

વિઠ્ઠલેશ્વરનું 'શાળા મારફત' હવે હું સમ-જ્યો. અને હું સમજ્યો છતાં પણ મને તો એ વેદિયા જ લાગ્યા.

પણ મને હવે વિઠ્ઠલેશ્વર સાથે વાતો કરવાની ચાવી જડી ગઈ, એટલે મેં તેમને પૂછ્યું, 'વિઠ્ઠલે-શ્વર ! તમારે બાળક કેટલાં ?'

'શાળા મારફત ?' વિઠ્ઠલેશ્વરે સામો પ્રશ્ન કર્યો.

મેં કહ્યું, 'હા.'

તુરત જવાબ મળ્યો, 'સાહેબ ! એ વાત ઉખા-ળવા જેવી નથી.'

આટલેથી અમારી વાત બંધ તો થઈ વિઠ્ઠલેશ્વરનું હૈયું ખોલવાની ચાવી મળી ગઈ.

*   *   *

ગમ્મત ખાતર એક વખત બપોર વખતે વિઠ્ઠલેશ્વરને કહ્યું, "વિઠ્ઠલેશ્વર, 'શાળા મારફત' કહું છું કે અત્યારે મારે ઘેર જાવ અને રૂપિય ઘી લાવી આપો."

એક શબ્દ પણ બોલ્યા વિના, મને વે જેવા જણાતા વિઠ્ઠલેશ્વરે ઓફિસ છોડી ચા માંડયું.

મેં તેમને પાછા બોલાવ્યા અને પૂછયું, "વિ લેશ્વર, આ મારૂં ખાનગી કામ છે તે તમે ન સમજતા ?'

"સાહેબ ! એ વિચાર મારે કરવાનો નથ વિઠ્ઠલેશ્વરે કહ્યું.

"પણ, તમે જાણો છો કે ઘી શાળા માટે ન લાવવાનું : છતાં હું 'શાળા મારફત' કહું એટલે એ કામ શાળાનું જ છે એવું કેમ સમ લો છો ? બુદ્ધિ વાપરવાના સમ ખાધા છે કે શું

વિઠ્ઠલેશ્વરનો જવાબ મેં ધાર્યા કરતાં જુદો જ હતો—આટલા દિવસમાં પહેલી જ વાર મને સમજાયું કે વિઠ્ઠલેશ્વરનાં કામ વિચારપૂર્વકનાં હોય છે. તેમણે મને સમજાવ્યું, "જુઓ સાહેબ! મારે તો તમે 'શાળા મારફત' કહ્યું એટલે પત્યું. હું તો એમ પણ સમજું કે ઘી લાવવાનું તમારા ઘરનું કામ મને સોંપી, તમે શાળાના કોઈ ખાસ ઉપયોગી કામમાં રોકાવાના હશો. તમારા પર નાહક વહેમાવાની શી જરૂર છે? અને જો મને ખોટું ખોટું તમે સમજાવતા હશો તો તમે જ પાપે ભરાશો. હું પટાવાળો છું—મારે મારી ફરજ બજાવવી રહી."

મને ખાત્રી થઈ કે વેદિયા જેવા દેખાતા વિઠ્ઠલેશ્વર જરૂર સમજવા જેવા છે.

*　　　*　　　*

જેમ જેમ વિઠ્ઠલેશ્વરને હું વધુ ઓળખતો થયો તેમ તેમ તેમને વધુ ઓળખવાની, તેમનું સળંગ જીવન, તેમનો પૂર્વ ઇતિહાસ જાણવાની મને ઇચ્છા થઈ: અને જુદાં જુદાં સાધનો મારફત મેં કેટલોક ઇતિહાસ જાણી પણ લીધો. મને જાણવા મળ્યું કે વિઠ્ઠલેશ્વર અંગ્રેજી શાળામાં પટાવાળા

થયા તે પહેલાં આ ગામની જ ગુજરાતી શાળામાં શિક્ષક હતા. આ હકીકત જાણીને મને નવાઈ લાગેલી.

એક દિવસ વિઠ્ઠલેશ્વરને મેં શાળા મારફત પૂછ્યુ : "હું, વિઠ્ઠલેશ્વર ! તમને શિક્ષક મટીને પટાવાળા થવાનું કેમ ગમ્યું ?"

'શાળા મારફત' નો પ્રશ્ન કરી, વાત કરવાની મંજુરી મેળવી તેમણે ચલાવ્યું, "જુઓ, આ શાળામાં પટાવાળાની જગા ખાલી પડી ત્યારે મને વિચાર આવ્યો કે આ ગુજરાતી શાળાના શિક્ષક તરીકે મને જે પગાર મળે છે તે જ પગાર જો અહીંના પટાવાળા તરીકે મળે તો ઓછી જવાબદારીવાળી નોકરી શા માટે ન લેવી ? શિક્ષક તરીકે પચાસ છોકરાં સાથે રોજ માથાઝીક કરવી, બિચારાં છોકરાંને ઢીબવાં, અને પગાર ત્યારે અંગ્રેજી નિશાળના પટાવાળા જેટલો જ. તો પછી આ નિશાળ સાફસૂફ રાખી સુખે રોટલો ખાવો એ શો ખોટો ? "

મેં પૂછ્યું, તમને માસ્તરગીરી નથી ગમતી ?'

તુરત જ જવાબ મળ્યો, 'માસ્તર થવું તો ગમે. પણ અહીંની માસ્તરગીરી કરતાં તો પટાવાળા થવું

એ ઘણું સારૂં. ઘેટાંની જેમ બાળકોને ગોંધી રાખવાં, બૂમ બરાડા પાડી તેમને ચૂપ રાખવાં, નિશાળની સુધારણા માટે ઉપરી અમલદારને ગમે તેટલાં કાગળિયાં કરીએ પણ કોઈ સાંભળે જ નહિ. એના કરતાં પટાવાળા થવું શું ખોટું ?"

વિઠ્ઠલેશ્વરની વાતમાં, તેમના જીવનમાં મને રસ પડયો. તેમના માટે મને માનની લાગણી થવા લાગી. પહેલાં જે કેવળ મને વેદિયા લાગતા તે વિઠ્ઠલેશ્વરે મારું દિલ જીતી લીધું.

મેં તેમને પૂછ્યું, "પણ વિઠલેશ્વર ! તમે જ્યારે માસ્તર હતા ત્યારે તમારી પાસે જે વિદ્યાર્થીઓ ભણતા તેઓ આજે આ શાળામાં ભણે છે; એક વખત તમે ખુરશી પર બેસતા, ખભે ખેસ નાખી માન અને મોભાથી શાળામાં ફરતા--હવે તમારા જૂના વિદ્યાર્થીઓના દેખતાં તમને આ ડગલો પહેરીને ફરતાં, શાળા સાફ કરતાં શરમ નથી આવતી ? તમારા એક વખતના વિદ્યાર્થીઓના આજે તમારે હુકમ ઉઠાવવા પડે છે. શું તેમાં તમને હીણપદ નથી લાગતી ? જાણી જોઈને આ શા માટે વહોરી લીધું ?"

પહેલી જ વાર વિઠ્ઠલેશ્વરના મ્હોં પર મેં હાસ્ય જોયું. તેમની આંખો ચમકી અને તે બોલ્યા, "શરમ ? શરમ શા માટે થાય ? શરમ બરમ તો કાંઈ નથી થઈ અને થાય પણ શું કામ ? માસ્તર હતો ત્યારે જેમ પટાવાળાનો પગાર લેતાં શરમ આવતી નહિ તેમ માસ્તરનું કામ છોડી પટાવાળાની ફરજ બજાવતાં મને છાંટાભાર શરમ નથી આવી."

આમ તો વિઠ્ઠલેશ્વર મહેતાજી ખરાને ! એટલે એમની ભાષા શુદ્ધ અને સંસ્કારી હતી. આજે તેમની જીભ ઊઘડી હતી. એમણે આગળ ચલાવ્યું.

"હું માસ્તર હતો તે કરતાં આજે સુખી છું. જ્યારે માસ્તર હતો ત્યારે બાળવર્ગનાં પચાસ છોકરાંમાંથી કોઈને હું માર્યા વિના ભણાવી શકયો નહિ. એથી મારો જીવ બળતો: રાત્રે ઊંઘ ન આવતી અને જ્યાં આંખ મીંચાતી ત્યાં દિવસે મારેલાં અને રડાવેલાં બાળકો મારી સામે આવીને ઊભાં રહેતાં—થાકેલો હું શાળામાં જતો અને વધુ થાકેલો હું ઘેર આવતો. જે રીતે છોકરાંઓને ભણાવવાં જોઈએ—હુલાવી ફુલાવીને—તે રીતે ભણાવવાની અમારી

શાળામાં છૂટ ન હતી—એવી છૂટ ક્યાંય હોતી નથી: તેથી મેં આ પટાવાળાની નોકરી જ પસંદ કરી; અત્યારે રોજ નિશાળ સાફસૂફ રાખું, વખતસર ઘંટ વગાડું, શાળાનું બીજું જે કાંઈ પરચૂરણ કામકાજ હોય તે કરી લઉં. પછી મને છે કોઈ પૂછનાર? રાત્રે નિરાંતે ઘસઘસાટ ઊંઘું છું—સવારે ઈશ્વરભજન કરૂં છું—સાચું કહું છું, આજે હું સુખી છું.”

મને વિઠ્ઠલેશ્વરની વાત સાચી લાગી. શિક્ષક તરીકે જીવવાની સગવડો તેમના પગારમાંથી તેમને મળતી નહિ; હવે પટાવાળા તરીકે એટલા જ પગારમાં તમામ અનુકૂળતા તેમને મળી શકે છે. આવી રીતે વિચાર કરીને શિક્ષકની નોકરીને લાત મારી, પટાવાળાની નોકરી સ્વીકારનાર અને તેમાં પોતાની જાતને સુખી માનનાર બીજો કોઈ શિક્ષક શિક્ષણના ઇતિહાસમાં નહિ પાક્યો હોય એવી મને ખાત્રી થઈ.

હું આવા વિચારો કરતો હતો: વિઠ્ઠલેશ્વરનો વાણીપ્રવાહ પણ અટક્યો હતો. અમે બન્ને થોડીવાર મૂગા રહ્યા—ત્યાર પછી ફરીને પાછું વિઠલેશ્વરે આગળ ચલાવ્યું.

"શિક્ષક તરીકે મારે ઘરનાં કપડાં પહેરવાં પડતાં અને તે ચોખ્ખાં રાખવાં પડતાં;

"અહીં શાળા તરફથી પોશાક મળે છે, પોશાક ધોવાનો સાબુ પણ મળે છે—આ પોશાક મારે આખું વર્ષ ચાલે છે;

"આમ પટાવાળા તરીકે મને વધુ લાભ છે, ઓછી જવાબદારી છે; કામ તો ત્યાંય કરવું પડતું, અહીં પણ કરવું પડે છે—ફેર એટલો જ કે કામના પ્રકારમાં તફાવત છે—પણ એમાં હીણપદ ક્યાં છે? કોઈ કામ કરવામાં હીણપદ નથી."

વિઠ્ઠલેશ્વરની હિંમત પર હું આફરીન થયો. મને તેમના જીવનમાં ઊંડા ઊતરવાનું મન થયું.

* * *

એક દિવસ સવારના આઠ વાગ્યાના શુમારે હું શાળા બાજુ જઈ ચડયો. મને એકાએક વિચાર આવ્યો "લાવ જોઉં તો ખરો કે અત્યારે વિઠ્ઠલેશ્વર શું કરે છે!"

'વિઠ્ઠલેશ્વર, વિઠ્ઠલેશ્વર' એમ બૂમ મારતો હું બધા ખંડ ફરી વળ્યો—ત્યાં તો એક ઓરડામાંથી વિઠ્ઠલેશ્વર નીકળ્યા!

હાથમાં સાવરણી, માથે શાળા તરફથી મળેલો મધરાશીયાનો ફેંટો, ડીલે ડગલો પહેરેલો, ડગલા પર પિત્તળના અગદાવાળો લાલ પટ્ટો. શાળા સાફ કરતી વખતે પણ વિઠ્ઠલેશ્વરે પટાવાળાનો સંપૂર્ણ યુનિફૉર્મ ચડાવ્યો હતો. કપડાં ધૂળ ધૂળ થઈ ગયાં હતાં.

મેં પૂછ્યું, "વિઠ્ઠલેશ્વર ! શાળા વાળતી વખતે ય આ કપડાં વાપરો છો ?"

"ત્યારે શું કરૂં, સાહેબ ? ઉપરી અમલદારનો હુકમ છે કે શાળાના કામ વખતે શાળાનો જ પોશાક પહેરવો."

"એ તો ખરું, પણ શાળા સાફ કરો ત્યારે આ કપડાં બગડે તેનું શું ?"

"એ વિચાર મારે કરવાનો નથી. મારે પટાવાળાને એ વિચાર કરવાનો ન હોય."

મેં કહ્યું, "તમારી વાત બધી સાચી. તો પછી બીજાં કપડાં માગો. ખાતું અપાવશે—અને જ્યાં સુધી ખાતા તરફથી ન મળે ત્યાં સુધી બીજી વ્યવસ્થા ઉતારો."

વિઠ્ઠલેશ્વર બોલ્યા, "માફ કરજો સાહેબ, અહીં સૂચના નીકળી છે કે 'શાળાના કામ વખતે શાળાનો જ પોશાક પહેરવો.' 'વાળતી વખતે આ કપડાં ન પહેરવાં.' એવો કોઈ હુકમ હજુ મળ્યો નથી. ઉપરી અમલદારને જો શાળા સાફ કરતી વખતે બીજાં કપડાંની જરૂર લાગી હોત તો તેમણે બીજી વ્યવસ્થા ઉતારી જ હોત. મને બીજાં કપડાં મળ્યાં નથી. આથી મારે તો હુકમ પ્રમાણે ચાલવું જોઈએ. પોતાનું ડહાપણ ડોળવું તે પટાવાળાને ન શોભે."

વિઠ્ઠલેશ્વરની દલીલે મને મૂંગો તો કર્યો જ હતો. પણ મને એક મુશ્કેલી સૂજી અને તે મેં તેમને પૂછી, "આ પોશાક પહેરી શાળા વાળવાનું તમને અતડું-અધામું નથી લાગતું-વિઠ્ઠલેશ્વર ?"

"લાગે કે ન લાગે, પણ નિયમ તે નિયમ. એમાં પટાવાળાનું ડહાપણ ન જોઈએ. શાળા બીજો વેત ન ઉતારે ત્યાં સુધી એવી અગવડ અમારે નોકર માણસે વેઠવી જ જોઈએ."

"જુદા પોશાક માટે કાગળિયાં કરાવોને ?"

"એમાં કાગળિયાં વળી શાં કરવાં ? સાહેબ

ભણેલા, ગણેલા છે—એમને એ ન સૂજે એવું તે હોય ? કાંઈક કારણ હશે તેથી જ અમલ નહિ કરતા હોય. એટલે મારે તો હુકમનો અમલ જ કરવો રહે છે, બીજી પંચાત મને પટાવાળાને ન પાલવે.”

*　　　*　　　*

ધીરે ધીરે મારો અને વિઠ્ઠલેશ્વરનો પરિચય વધતો જતો હતો. એક દિવસ મેં મારો જૂનો પ્રશ્ન તેમને પૂછયો, “વિઠ્ઠલેશ્વર ! તમારે બાળક કેટલાં ?”

ઊંડો એક નિસાસો નાખી વિઠ્ઠલેશ્વરે તેમના જીવનની કિતાબ મારી પાસે ખોલી.

તેમને સ્ત્રી હતી : એક પુત્ર હતો : ઘરમાં કિલકિલાટ હતો. આજે એ ઘરમાં વિઠ્ઠલેશ્વર એકલા છે : તેમની સ્ત્રી અને એકનો એક પુત્ર ગુજરી ગયાં : આજે તેમનું કહેવાય એવું કોઈ નથી.

કોઈ ડુંગર હોય, તેની ટોચ પર એકલું એક ઝાડ ઊભું હોય, એવા મને વિલેઠ્ઠશ્વર લાગ્યા. મેં પૂછ્યું, “ફરીથી કેમ નથી પરણુતા ? ”

“ફરીને પરણું ? હું ફરીને પરણું ? મારા નહિ

પરણવાથી બ્રહ્માનો વંશ નથી જવાનો : હું શા માટે પરણું ? એ સુખ નસીબમાં છે જ નહિ. પરમાત્માની ઇચ્છા જ એવી છે કે મારે હાથે રાંધવું, હાથે પાણી સીંચવું, એ બધું મને સદી પણ ગયું છે.” ફરી નિસાસો નાખતા એ ચાલ્યા ગયા. દૂરથી ‘રામ રાખે તેમ રહીએ’ ભજન ગાતા મેં તેમને સાંભળ્યા.

*　　　　*　　　　*

હળવદમાં બ્રાહ્મણોની વસ્તી ઘણી વધારે. બળેવનો ત્યાં બહુ મહિમા. અમારી શાળામાં બધા શિક્ષકો અમે બ્રાહ્મણો હતા. શાળાના પટાવાળા વિઠ્ઠલેશ્વર પણ બ્રાહ્મણ: ધામધૂમથી બધાએ સાથે જનોઈ પહેરી; લાડુ જમ્યા અને આનંદ કર્યો.

વિઠ્ઠલેશ્વર રાખડી બાંધે તો તેમને કાંઈક આપવું અને અપાવવું એવી મારી ઇચ્છા હતી. પણ વિઠ્ઠલેશ્વર શેના રાખડી બાંધવા આવે. ઊલટી શાળાનાં છોકરાંઓએ તેમને રાખડી બાંધી અને તેમણે પાઈ પૈસા ઉડાવી છોકરાંઓને રાજી કરવા માંડયા. આ દૃશ્ય મારા માટે નવું હતું. વિઠ્ઠલેશ્વર માટે મને માન જરૂર થયું હતું, તેમના સદ્‌ગુણો હું જોઈ શકયો

હતો પણ બળેવને દિવસે પણ એ રાખડી બાંધવા નહિ નીકળતા હોય અને શાળાનાં બાળકોને રાખડીના સામા પૈસા આપતા હશે એ વાત તો મારી કલ્પનામાં નહિ જ આવેલી.

વિઠ્ઠલેશ્વરની રાખડી અમને શિક્ષકોને ન મળી. મેં વિચાર કર્યો "કાંઈ નહિ; રાખડીની શી જરૂર છે!" મેં બધા શિક્ષકોમાંથી પાંચ–સાત રૂપિયા એકઠા કર્યા અને તેમના હાથમાં મૂકયા.

"આ રૂપિયા શાના? કોને આપવાના છે?" વિઠ્ઠલેશ્વરે આશ્ચર્ય સાથે પૂછ્યું.

"તમે અમને રાખડી ન બાંધી પણ અમને તે મળી ગઈ છે, તેમ સમજી સૌએ એકઠા મળી તમને આ રૂપિયા મોકલ્યા છે," મેં જવાબ દીધો.

અત્યંત નરમાશથી રૂપિયા તેમણે મેજ પર મૂકયા. બે હાથ જોડી મને નમસ્કાર કર્યા અને જિંદગીમાં હું કદી નહિ ભુલું એવા અવાજે તેમણે મને કહ્યું, "સાહેબ! તમે મારૂં ભલું ઇચ્છો છો? મને બળેવ જેવા દિવસે દાન શા માટે લેવરાવો છો? આવા સારા દહાડે તો જે પાઈ

પૈસા મળે તે દાન તરીકે આપીએ, લઈએ નહિ. પ્રભુ ટેક રખાવતો આવ્યો છે અને રખાવશે. બળેવને દિવસે મેં કદી માગ્યું નથી, અને માગવાનો નથી. અને મારે કેટલાંક પેટ ભરવાં છે ?...તમે માઠું ન લગાડશો. આ પૈસા પાછા લઈ લો.”

વિઠ્ઠલેશ્વર તો આટલું બોલી, પૈસા મેજ પર રાખી ચાલ્યા ગયા : અને હું આ માણસના નિર્લોભીપણાના વિચાર કરતો, તેને જતો જોઈ રહ્યો. મને થયું, 'ક્યાં બીજી શાળાઓના પટાવાળા અને ક્યાં આ ? બીજે જ્યારે, હોળી કે દિવાળી, કે બળેવ વખતે શિક્ષકો અને વિદ્યાર્થીઓ પાસેથી કાંઈક પામવાની પટાવાળા આશા રાખતા હોય છે ત્યારે આ વિઠ્ઠલેશ્વર આશા તો નથી કરતા, આપીએ ત્યારે લેતા નથી એટલું જ નહિ પણ સામા વિદ્યાર્થીઓને પૈસા આપીને રાજી થાય છે.'

ભિક્ષાવૃત્તિનો તેમને કંટાળો હતો. પગાર મળતો તેમાંથી પોતાનો ગુજારો કરતા અને જે કાંઈ બચતું તે ગરીબોને આપી રાજી થતા—એવા વિઠ્ઠલેશ્વર હતા.

*　　　*　　　*

પાંચના ટકોરા થયા. શાળાનો ઘંટ વાગ્યો. વિદ્યાર્થીઓ ક્રિકેટના મેદાન તરફ દોડયા. વિઠ્ઠલેશ્વરે શાળા બંધ કરી. સામાનની ઓરડીમાંથી, ક્રિકેટનો



કોથળો ખભે નાખ્યો, બગલમાં બેટ ગોઠવ્યાં અને ક્રિકેટના મેદાન તરફ ચાલવા માંડયું.

મેં તેમને જોયા. એક માણસ ઉપાડી શકે તેથી વધારે સામાન મને લાગ્યો. મને દયા આવી: મારી સાથેના વિદ્યાર્થીઓને પણ મારી વાત સાચી લાગી. 'આપણે તેને મદદ ન કરીએ' એવો વિચાર અમને સૌને આવ્યો. અમે વિઠ્ઠલેશ્વરને કહ્યું, "આ બેટ અમે લઈશું. ખભેથી કોથળો જરા ઉતારો, એમાંથી પણ થોડાક ભાર ઓછો કરીએ. સૌ થોડું થોડું વહેંચી લઈશું."

પણ એમ જો તુરત માની જાય તો વિઠ્ઠલેશ્વર શાના? એમણે વિનયપૂર્વક ચોખ્ખી ના સંભળાવતાં કહ્યું, "મારે ઊંચકવાનો ભાર હું જ ઊંચકીશ; તે તમારી પાસે ઊંચકાવી શકાય નહિ."

"પણ એમ તે હોય?" મેં કહ્યું, "અમે હાથ ઉલાળતા ચાલ્યા આવીએ છીએ તો એકાદ બેટ કે એવું કાંઈ ઉપાડીશું તો થોડા જ દુબળા થઈ જવાના હતા? લાવો-લાવો-કોથળો ઉતારો."

વિઠ્ઠલેશ્વર એમ પલળે તેવા ન હતા. તેમણે

જણાવ્યું, 'ના, ભાઈ, ના. એ ન બને. એમ તો બીજા પાસે મારો ભાર ઊંચકાવવાની મને ટેવ પડી જાય. વળી આ સામાન લઈ આવવાનો મને પગાર મળે છે–હું ક્યાં મફત ઉપાડું છું કે તેમાંથી કોઈને પગાર આપું છું. તમે સારા છો: એટલા ખાતર તમારી પાસે ભાર ઉપડાવી મફતનો–હરામનો પગાર ખાવાની ઇચ્છા ભગવાન ન કરાવે.'

અને વિઠ્ઠલેશ્વર ન માન્યા તે ન જ માન્યા.

* * *

શ્રાવણ માસની મેઘલી રાત હતી. અંધારી રાતની મજા માણવા અમે ફરવા નીકળ્યા હતા. મારી સાથે થોડા મારા વિદ્યાર્થીઓ પણ હતા.

અમે ગામથી દૂર–ખૂબ દૂર નીકળી ગયા. ચારે કોર અંધારું ઘોર હતું. ખેતરો ખૂંદીને અને અંધારામાં આથડીને અમે થાક્યા એટલે આરામ લેવા એક જગાએ બેઠા. દૂર દેખાતા ગામના દીવા, આકાશમાં ટમટમતા અને કોઈવાર લાંબો લીસોટો પાડી ખરતા તારા જોતા અમે બેઠા હતા. એવામાં કોઈનો ઓળો એક વિદ્યાર્થીએ જોયો. એને બીક

લાગી. એને તો ખાત્રી જ હતી કે ચોક્કસ ભૂત છે. બીજાઓએ તેની મશ્કરી કરી. મને પણ મજા પડી અને મેં ઊઠી–ભૂતની શોધમાં ચાલવા માંડયું. પણ જ્યાં નજીક જઉં છું ત્યાં તો ઓળખીતો ચહેરો દેખાયો. આખા મહિનાની હજામત ચડેલું મ્હોં, કપાળે ભસ્મનો લપેટો, શરીરે ફક્ત લંગોટી જ કહેવાય તેવું પંચિયું વીંટાળેલું–આવા વેશમાં, આવી અંધારી રાતે આ સ્થળે વિઠ્ઠલેશ્વરને જોઈ મને નવાઈ લાગી. મારાથી બોલી જવાયું, "તમે અહીં કયાંથી, વિઠ્ઠલેશ્વર ?"

"હું તો ઠીક પણ તમે કયાંથી ?" તેમણે સામો સવાલ પૂછયો.

"અમે તો ફરવા નીકળ્યા છીએ. ફરતા ફરતા આટલે દૂર આવી પડયા."

"હુંય ફરવા નીકળું છું. મનેય આવી રાતે જંગલમાં ફરવું ગમે છે. પણ ભાઈ સાહેબ! તમારૂં ફરવું જુદું, અને મારૂં ફરવું ય જુદું."

"કેટલાક દિવસથી આવી રીતે ફરવા નીકળો છો ?"

"લગભગ રોજ."

"શું કહો છો? ખરી વાત? આ જ જગાએ આવો છો?"



ના. ના. એવું કાંઈ નહિ. મન માને ત્યાં જાઉં, ઠીક પડે ત્યાં પડયો રહું. આકાશના તારા સામે જોઉં, ઈશ્વર સ્મરણ કરૂં અને આંખ મીંચાય ત્યારે ત્યાં ને ત્યાં સૂઈ જાઉં તે સૂરજ ભગવાન ઊગે તે પહેલાં ગામ ભેગો થઈ જાઉં."

"પણ આ વાત તો તમે કોઈ દિવસ કહી જ નથી."

"એમાં શું કહેવાનું હતું? ઓરડીમાં પડયા રહેવા કરતાં અહીં શું ખોટું છે? ખુલ્લા આકાશ નીચે, આ રમણીય એકાંતમાં ભગવાન વધારે સાંભરે છે.

એક વિદ્યાર્થી બોલ્યો, "ભાઈ, એ તો અઘોરી છે, અઘોરી."

અઘોરી જેવા લાગતા વિઠ્ઠલેશ્વરને સાચા સ્વરૂપમાં નહિ સમજનાર બીજા વિદ્યાર્થીઓએ પણ એવું જ કાંઈ કહ્યું—પણ મારૂં ધ્યાન તે તરફ ઓછું હતું: મને તો—દિવસે શાળાના પટાવાળાની ફરજ બજાવતા અને રાતે ઈશ્વરની શોધમાં જંગલમાં ફરતા આ મસ્ત વિઠ્ઠલેશ્વર કોઈ મહાત્મા જેવાજ લાગ્યા.

*　　　*　　　*

અમારી શાળા તપાસવા મોટા સાહેબ આવવાના હતા. સ્ટેશન પર તેમનું સ્વાગત કરવા જવાનું કામ મને અને વિઠ્ઠલેશ્વરને સોંપાયું. સાંજે ગાડીના વખતે સમયસર સ્ટેશન પર હાજર રહેવાની વિઠ્ઠલેશ્વરને સૂચના આપી હું ઘેર ગયો.

વિઠ્ઠલેશ્વરના સ્વભાવથી શાળાના વિદ્યાર્થીઓ બરાબર વાકેફ હતા અને કોઈ કોઈ વાર કેટલાક વિદ્યાર્થીઓને તેમની ગમ્મત કરવાનું પણ ગમતું.

આજના પ્રસંગનો લાભ લઈ વિઠ્ઠલેશ્વરની ગમ્મત કરવી એવો વિચાર કેટલાક વિદ્યાર્થીઓએ કર્યો.

સામાન્ય રીતે ધ્રાંગધ્રા સ્ટેટના મોટા અમલદાર આવવાના હોય ત્યારે સ્ટેટના નોકરોને રેલ્વેની પ્લૅટફૉર્મ ટિકિટની જરૂર રહેતી નહિ. તેમાં વળી એ વખતે હળવદના સ્ટેશન માસ્તર મારા માસા હતા : મારા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વિઠ્ઠલેશ્વર પણ મારા માસાને ઓળખતા અને મારા માસા તેમને સૌને ઓળખતા—એટલે પ્લૅટફૉર્મ ટિકિટની તો જરૂર હતી જ નહિ. પણ વિઠ્ઠલેશ્વર પ્લૅટફૉર્મ ટિકિટ લીધા વિના સ્ટેશનમાં દાખલ નહિ જ થાય

એવી વિદ્યાર્થીઓને ખાત્રી હતી. તેમને પ્લૅટફૉર્મ ટિકિટ મળે જ નહિ તેવું જો કર્યું હોય અને તેથી પાસ વિના સ્ટેશનમાં તે જાય નહિ તેવું જો બને તો કેવું સારૂં એ વિચારે કેટલાક વિદ્યાર્થીઓ સ્ટેશન માસ્તર પાસે ગયા અને તેમને કહ્યું. "જુઓ, સાહેબ, આજે મોટા સાહેબ પધારનાર છે. વિઠ્ઠલેશ્વર સ્ટેશન પર આવશે. પાસ લેવા આવે તો ન આપશો. ગરીબ માણસને નાહક બે પૈસાનું ખર્ચ થાય તેથી શો લાભ?"

તાર માસ્તર, ટિકિટ માસ્તર અને સ્ટેશનના આખાય સ્ટાફ પાસે વિદ્યાર્થીઓ જઇ આવ્યા અને બધાને સાધી લીધા—અને પછી દૂર ઊભા ઊભા શું થાય છે, તે જોવા ટોળે વળ્યા.

ગાડીનો વખત થયો. વિઠ્ઠલેશ્વર આવ્યા. સીધા ટિકિટની બારી પાસે ગયા અને બે પૈસા ધરી પ્લૅટફૉર્મ પાસ માગ્યો. અંદરથી જવાબ મળ્યો, "તમારે પાસની જરૂર નથી. તમે તમારે આવોને."

"પાસ વિના મારાથી ન અવાય," કહી ફરીને વિઠ્ઠલેશ્વરે પાસની માગણી કરી—પણ આજે તેમની

સામે કાવત્રું રચાયું હતું તેની તેમને બિચારાને ક્યાં ખબર હતી? ‘તમારે પાસની જરૂર નથી— અંદર ચાલ્યા આવો.’ એવો એકનો એક જ જવાબ તેમને મળ્યા કર્યો. ગાડી આવવાની તૈયારી હતી. સિગ્નલ અપાઈ ગયો હતો. વિઠ્ઠલેશ્વર મૂંઝાયા. મારા માટે આમતેમ જોયું પણ મને ય ન જોયો. સામે ગમ્મતમાં મીઠું હસતા વિદ્યાર્થીઓ ઊભા હતા. એ સ્ટેશન માસ્તર પાસે દોડ્યા પણ એમ-ણેય તેમને જવાબ ન દીધો. હવે શું થાય? ત્યાં તો ગાડીનો પાવો વાગ્યો. દૂરથી મને આવતો તેમણે જોયો. હું કદાચ મોડો પડું અને તે પહેલાં જો ગાડી યાર્ડમાં આવી જાય તો સાહેબનું સ્વાગત કરે કોણ? તેમને પોતાની જવાબદારી વધતી લાગી.

આખરે તેમને એક વિચાર આવ્યો. ઝડપથી તેમણે નિશ્ચય કરી લીધો. પાસે ઊડતા કાગળના એક કટકા પર એમણે કંઈક લખ્યું, બીજી જ ક્ષણે તેમાં કંઈક મૂકી, પડીકું વાળી, પડીકું ટેબલ પર મૂકી, વિઠ્ઠલેશ્વર ઝટપટ પ્લૅટફૉર્મ પર પહોંચ્યા, પટ્ટો તથા સાફો બરાબર કરી, સાહેબના ડબ્બા પાસે સલામ કરી ઊભા રહ્યા.

વિદ્યાર્થીઓનું ટોળું અંદરોઅંદર ઘુસપુસ વાતો કરતું હતું.

કોઈ બોલ્યું, 'આજ વિઠ્ઠલેશ્વરને માથે ખરી થઇ.'

બીજો કહે, 'છેવટે બિચારાને પાસ વિના જ આવવું પડ્યું.'

ત્રીજો બોલ્યો, 'એ તો અમથો દેખાવ કર્યો. પાસ ન મળ્યો. તો અંદર ન હોતું આવવું. નોકરી જાય તો ઘોળી. નોકરીની પરવા નહોતી કરવી.'

ચોથો કહે, 'બહુ સાચની પૂંછડી હતો તો પૈસા મૂકીને દાખલ થવું હતું. પૈસા આપતાં છતાં પાસ ન મળે તો તેને કોઇ થોડું જ કહેવાનું હતું !'

પાંચમો બોલ્યો, "આજ દવે સાહેબ પણ વખતસર જ આવ્યા. જરાક વહેલા આવ્યા હોત તો આ ગમ્મત મારી જાત, અને આવો મોકો જ ન મળત. એ મોડા આવ્યા તે ઠીક જ થયું.'

સાહેબનો સરસામાન ગાડીમાં મૂકાયો. અમે સૌ ઉતારે ગયા. સ્ટેશન માસ્તર ઑફિસનું કામ

પૂરું કરી, છીંકણી સૂંઘતા સૂંઘતા, બહાર આવતા હતા તેવામાં તેમની નજર ટેબલ પર પડેલા એક પડીકા પર પડી. કુતૂહલથી તેમણે પડીકું ઉખાડ્યું, એમાં લખ્યું હતું :–

મે. સ્ટેશન માસ્તર સાહેબ,

તમે મને કેટલીય માથાઝીક છતાં પાસ ન આપ્યો. પાસ વિના મારાથી સ્ટેશમાં ન જવાય. આ બે પૈસા મૂકું છું. તેનો પાસ કાઢીને છાપજો અને તારીખ નાખજો. જો તેમ નહિ કરો તો પ્રભુ તમને પૂછશે.

'વિઠ્ઠલેશ્વર'

ચિઠ્ઠી વાંચતાં વિઠ્ઠલેશ્વર માટે સ્ટેશન માસ્તરનું એક વેંત માન વધી ગયું.

વિઠ્ઠલેશ્વરની ગમ્મતે ચડેલા પેલા ટીખળી ટોળા પાસે તે ગયા : તેમને ચિઠ્ઠી વંચાવી : બે પૈસા દેખાડયા : વિદ્યાર્થીઓ ભોંઠા પડયા.

બીજે દિવસે જયારે મને આખા કિસ્સાની ખબર પડી ત્યારે વિઠ્ઠલેશ્વરના ચરણમાં મેં મારૂં માથું નમાવ્યું.

*  *  *

મોટા સાહેબે પટાવાળા તરીકે વિઠ્ઠલેશ્વરને પહેલી જ વાર જોયા. એક વખતના શિક્ષક–પટાવાળાનું કામ આટલી સારી રીતે અને હસતે મોઢે કરે તે જોઈ સાહેબ ખૂશ થયા. વિઠ્ઠલેશ્વર જ્યારે શિક્ષક હતા ત્યારે સાહેબની સામે શેતરંજી પર બેસવાનો તેમનો અધિકાર હતો; પટાવાળા તરીકે તેમનું સ્થાન ક્યાં છે તે વાત વિઠ્ઠલેશ્વરને સમજાવવી પડે તેમ ન હતું. સાહેબ ભલા હતા, તેમણે વિઠ્ઠલેશ્વરને શેતરંજી પર બેસવા કહ્યું. પણ વિઠ્ઠલેશ્વરે તો બારણા પાસે ઊભા રહી સાહેબનો પડતો બોલ ઝીલવામાં જ તેમનો પોતાનો ખરો મોભો સચવાતો માન્યો.

* * *

જતી વખતે સાહેબે બક્ષિસ તરીકે એક રૂપિયો વિઠલેશ્વરને આપવા માંડયો પણ તેમણે જ્યારે વિવેકપૂર્વક ના પાડી ત્યારે સાહેબે માન્યું કે, 'એમ સૌ વચ્ચે રૂપિયો સ્વીકારતાં વિઠલેશ્વરને સંકોચ થતો હશે.' અને તે રૂપિયો વિઠ્ઠલેશ્વરને આપવાની સૂચના સાથે તેમણે હેડમાસ્તરને દીધો અને તે ગયા.

બીજે દિવસે સવારે વિઠ્ઠલેશ્વરને હેડમાસ્તરે બક્ષિસનો રૂપિયો આપ્યો. જાણે કે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ચમકીને, છતાં બીજી જ પળે પોતાની–પટાવાળાની સ્થિતિનો ખ્યાલ લાવીને નમ્રતાથી તેમણે જણાવ્યું:—

'સાહેબ ! માફ કરજો. એ બક્ષિસ મારાથી ન લેવાય. મેં જે કાંઈ કર્યું છે તે તો 'શાળા મારફત' કર્યું છે. સાહેબનું કામ કર્યું એટલે શાળાનું જ કામ કર્યું અને તે માટે બક્ષિસ સ્વીકારૂં તો લાંચ લીધા જેવું થાય. મને માફ કરો.'

હેડમાસ્તરે વ્હાલસોઈ રીતે સંભળાવ્યું, 'મૂરખ ! એ લાંચ નથી. એ તો બક્ષિસ છે. ખુશીથી આપેલ પૈસા બક્ષિસ જ કહેવાય.'

નીચું જોઈ ધીમે અવાજે વિઠ્ઠલેશ્વરે જવાબ દીધો, "લાંચ અને બક્ષિસનો અર્થ હું સમજું છું; પણ છેવટે મને તેમાં કાંઈજ ફેર લાગતો નથી, માટે ફરીથી કહું છું કે તમે માઠું ન લગાડો અને માફ કરો.'

હેડમાસ્તરે વિઠ્ઠલેશ્વરને ખૂબ સમજાવ્યા પણ

વિઠ્ઠલેશ્વર એક ટળીને બે ન થયા. છેવટે તેમને એક દલીલ સૂઝી :—

'વિઠ્ઠલેશ્વર ! મોટા સાહેબ પણ તમારી જેમ પ્રમાણિક છે, વિદ્વાન છે, વૃદ્ધ છે અને સમજુ છે. તમારા કરતાં વધુ અક્કલવાળા છે. તેઓ ઊઠીને જ્યારે બક્ષિસ આપે છે ત્યારે તમારે સમજવું જોઈએ કે એ જે કરતા હશે તે સાચું જ હશે.'

વિઠ્ઠલેશ્વર બોલ્યા, 'માફ કરજો, સાહેબ ! પણ મોટા સાહેબની ભુલ નજ થાય એવું થોડું જ છે ?'

માઝામાં રહીને દલીલો કરવાની છૂટ વિઠ્ઠલેશ્વરે હેડમાસ્તર પાસેથી મેળવી લીધી હતી—અને તેમણે તે ખુશીથી આપી હતી. 'પણ મોટા સાહેબની પણ ભૂલ થાય' એ વાક્યની દલીલ હેડમાસ્તર માટે વધુ પડતી હતી. તે મૂંઝાયા. હવે તો રૂપિયો વિઠ્ઠલેશ્વરે લેવો જ જોઈએ એવી તેમણે જીદ લીધી. પણ વિઠ્ઠલેશ્વરને હરાવવાનું કામ અઘરૂં હતું.

છેવટે હેડમાસ્તરે તેમના ભાથામાંનું છેલ્લું તીર—રામબાણ ફેંકતા કર્યું, 'હું શાળા મારફત કહું છું કે આ રૂપિયો લઈ લ્યો.'

સડપ દઈને વિઠ્ઠલેશ્વરે અદબ છોડી, જમણો હાથ આગળ આવ્યો, હેડમાસ્તરના હાથમાંથી રૂપિયો લઈ ખિસ્સામાં મૂકી સલામ કરીને ચાલતા થયા.

બપોરની રજા વખતે આ બનાવ અંગેની કેટલીય ચર્ચા શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં ચાલી.

વિઠ્ઠલેશ્વર સૌનાં મીઠાં ટોણાં સાંભળી મૂંગા મૂંગા હસતા હતા.

આ વાતને બે દિવસ થઈ ગયા. ત્રીજા દિવસે હેડમાસ્તર પર મોટા સાહેબનો પત્ર આવ્યો. તે પત્ર સાથે વિઠ્ઠલેશ્વરે મોટા સાહેબને લખેલો પત્ર હતો, અને મોટા સાહેબે વિઠ્ઠલેશ્વરને લખેલો પત્ર પણ હતો. હેડમાસ્તરે મને એ બધા પત્રો વંચાવ્યા.

વિઠ્ઠલેશ્વરે મોટા સાહેબને લખ્યું હતું :—

'આપ મોટા છો, પણ આપની ભૂલ ન થાય એવું થોડું જ છે? માફ કરજો, આ રૂપિયો પાછો મોકલવો જોઈએ એમ મને લાગ્યું અને તેમ કરું છું.'

મોટા સાહેબે વિઠ્ઠલેશ્વરને જણાવ્યું હતું :—

'વિઠ્ઠલેશ્વર ! તમને મનીઑર્ડર કરવાનું ખર્ચ થયું તે માટે હું દિલગીર છું. તમારા ઉપર મને માન ઉપજે છે.'

આવા પટાવાળા ઉપર કોને માન ન ઉપજે ?

* * *

ગાંધીજીએ અસહકારની લડત શરૂ કરી અને મેં હળવદની શાળાને છેલ્લા રામ રામ કર્યા. હું અને વિઠ્ઠલેશ્વર રડતે હૃદયે છૂટા પડયા, તે પછી તો કેટલાંય વર્ષો વીત્યાં. વિઠ્ઠલેશ્વર મને કાગળ ન લખે, હું વિઠ્ઠલેશ્વરને ન લખું : અને તે છતાં મને વિઠ્ઠલેશ્વર સાંભર્યા જ કરે. હું માનું છું એ પણ મને સંભારતા જ હશે.

અમે છૂટા પડયા તે પછી લગભગ પંદર વર્ષ વીત્યાં હશે. મને એક વખત એકાએક થઈ આવ્યું, 'લાવને, હળવદ જઈ આવું ! જૂના મિત્રોને મળાશે અને વિઠ્ઠલેશ્વરનાં દર્શન થશે.'

મિત્રોને અગાઉથી ખબર આપી હું હળવદના સ્ટેશને ઊતર્યો, જૂના વિદ્યાર્થીઓનું જૂથ જામેલું. જૂના સ્નેહીઓએ મને સ્નેહથી ભીંજવ્યો. સ્ટેશન

પર જ કેટલીય વાતો ઉખળી અને કેટલીય ઉખાળવાની બાકી રાખી. સૌ સાથે વાતો અને ગમ્મત કરતાં છતાં મારી આંખ વિઠ્ઠલેશ્વરને જ શોધી રહી હતી. મને થયું, 'જૂના મિત્રોમાંથી કોઈ મને નથી ભૂલ્યું; પણ શું વિઠ્ઠલેશ્વર જ મને ભૂલી ગયા ?" સૌના આનંદમાં મેં જાણી બૂજીને વિઠ્ઠલેશ્વરના સમાચાર કોઈને ન પૂછ્યા.

સ્નેહીના ઘેર પોટલું મૂકી મેં અમારી જૂની શાળા તરફ પ્રયાણ કર્યું. મારે મળવું હતું વિઠ્ઠલેશ્વરને. તેમનાં દર્શન કરી મારે પાવન થવું હતું. મારા મિત્રે સહજ પૂછ્યું, 'ક્યાં જવું છે ?'

મેં કહ્યું, 'શાળાએ.'

'શું કામ ?'

'વિઠ્ઠલેશ્વરને મળવા.'

ખૂબ ગમગીન બની તે ભાઈ બોલ્યા, 'વિઠ્ઠલેશ્વર તો ગયા.'

'ક્યાં ?'

'પ્રભુના ધામમાં.'

'હેં ?'

'હા.'

'સાચું કહો છો કે મશ્કરી કરો છો ?'

'સાચું.'

મારા પગ ત્યાં ને ત્યાં જડાઈ ગયા ! વિઠ્ઠલેશ્વરનાં દર્શન કરવાનું રહી ગયું તે રહી જ ગયું !

ભારે હૈયે હું હેઠે બેઠો. મારા મનની મનમાંજ રહી ગઈ ! વિઠ્ઠલના દરબારમાં વિઠ્ઠલેશ્વર, વિઠ્ઠલેશ્વર જ હશે.

સમાપ્ત